# મધુરૂં બુલબુલ.



૧૮૮૮

મધુકર.

# મધુરૂં બુલબુલ.


લેખકઃ

મધુકર.



સોલ એજંટઃ—

હીરાલાલ ગગજી બ્રહ્મભટ્ટ,

C/o સેવાસમિતી પુસ્તકાલય.

પ્રકાશકઃ—

સેવાસમિતિ પુસ્તકાલય,

૧૫૭-૫૯ ગુલાલવાડી, મુંબઈ નં. ૪.

કીંમત બે આના.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ

**અલ્પ સમયમાં બહાર પડશે.**

જગપ્રસિદ્ધ લેખક રેનોલ્ડઝકૃત

# ધી મિસ્ટ્રીઝ ઑફ ધી કોર્ટ ઑફ લંડન

એટલે

# ગોરા વિલાયતનાં કાળાં ભોપાળાં.



આવી અનેક રસોથી ઉભરાઇ જતી વાર્તા હજુ સુધી દુનિયામાં બહાર પડી નથી. હફતે હફતે સસ્તી કિમ્મતે દર અઠવાડીયે અમે બહાર પાડવાની યોજના ઘડીએ છીએ.

સેવાસમિતી પુસ્તકાલય.

# પ્રસ્તાવના.

આ ન્હાનકડી વારતાને લાંબી પ્રસ્તાવનાની જરૂર નથી. હિંદુ સમાજ પ્રતિ વર્ષે અનેક બુલબુલોને દુનિયામાંથી સ્વર્ગે મોકલી આપે છે, અનેક આશાભરી જિંદગીઓ સમાજના ઘાતકી રિવાજોથી ઝેરમય બની જાય છે અને તેનાં શોકજનક ભયંકર પરિણામો નજરે જોવા છતાં સમાજની અંધતા દૂર થતી નથી. તે માટે આવી આવી ન્હાની ભાવવાહી ગલ્પો પ્રકટ કરી અમે યથાશક્તિ સમાજ સમક્ષ એવા ગંભીર દૃશ્યો રજુ કરવા માગીએ છીએ કે જેપર વિચાર કરવાની સમાજને વહેલી મોડી પણ ફરજ પડશે જ. યુવાનો અને યુવતીઓના કોમલ હૃદયોપર તો આવી વારતાઓ તુરતજ અસર કરશે અને તેઓ જો નિર્દોષ જીવનોમાં ઝેર ન રેડવાની અથવા ન રેડાવા દેવાની પ્રતિજ્ઞાઓ લે તો ચમ્પા જેવા બુલબુલોના મધુર મંજુલધ્વનિથી આપણો સંસાર ગૂંજી રહે. જૂની સમાજના શુષ્ક હૃદયપર આ વારતા જરાય અસર કરે તો તેમાંજ અમારા શ્રમની સફલતા મનાશે.

દરેક અઠવાડિયે આવી ભાવવાહી, સુંદર, અને ગંભીર વારતાઓ પ્રકટ કરવાનો અમને અભિલાશ છે. ગુજરાતીઓ અમારા ઉત્સાહને સત્કારશે ?

બહારગામ એજન્ટો જોઇએ છે.

સેવા સમિતી

# મસ્તાન આશક.

અમે મસ્તાન દુનિયાના અમે મસ્તી મહિં જીવતા;
ન પરવા ઝિન્દગાનીની કફનની ના જરી પરવા:
અહા સાકી! ભરી દેની મધુર મયની મીઠી પ્યાલી;
ચઢાવી દે નીશો મહોબ્બત તણો ના જગતની પરવા.
બીયાબાં છો જગત્ થાતું, ભલે લોકો કરે નિન્દા,
ચહું બસ ગોદ માશુકની, ન જગતની જરી પરવા:
અયે બેગમ! અયેમા શુક! સનમ! તુજ નામ જપતો હું,
જપીશ તુજ નામની માલા—નથી પરવા—બીજી પરવા.
ફકીરી વ્હાલી છે મુજને અમીરીને તજી દીધી,
અમે યારી કીધી વ્હાલી તણી બીજી નથી પરવા;
ભલે કાપો—ભલે બાંધો—ભલે શુળી ચઢાવોની,
જરી ના તાન માશુકનું અમે મસ્તાન બેપરવા.
મધુર તુજ ગાલની લાલી અમોને સ્વર્ગ બતલાવે,
સનમ! તુજ નેત્રનાં મીલન તણી બસ છે મને પરવા;
જીગર સાથે જીગર મળતાં મળે ઉંચી મઝા મુજને,
અમારૂં સ્વર્ગ એ વ્હાલી! નહિ બીજી કશી પરવા.
નહિ જાહોજલાલીની અયે! વ્હાલી! મને પરવા,
મધુર તુજ લબ્ઝને માટે જગત્ આખું અલિ! કુરબાં.
સખી! આ ચન્દનીમાં, બાગમાં, તુજ ગોદમાં બેસી,
કરૂં કંઇ ગોઠડી મીઠી—ન બીજી હૈં સખી! પરવા.

# મધુરૂં બુલબુલ.

રાત્રી હતી. આકાશમાં ચોથનો ચન્દ્ર અસ્ત થવાની તૈયારી કરી રહ્યો હતો. તારાઓ ચમકતા હતા પણ એ ચમકારામાં શોકની છાયા હતી. પવન જરા જોસથી ફુંકાતો હતો.

રામપુરના ગોરધનદાસ શેઠની પુત્રી ચમ્પાનાં આજે લગ્ન હતાં. ચમ્પાનું વય નવ વર્ષનું છે અને તેના મહારાજભક્ત પિતા ગૌરીદાનનું પુણ્ય મેળવવા માટે અનહદ આતુર હતા.

ત્રણચાર દિવસ પછી ચમ્પાને દશમું વર્ષ બેસતું હોવાનો ભયંકર યોગ હોવાથી તેમણે ન્હાની ચમ્પાને એક ૪૫ વર્ષના વિધુરની બીજી પત્નિની પદવીપર નિયુક્ત કરવા માટે ગયા અઠવાડીઆમાં ભગીરથ પ્રયત્ન કરી અન્તે વિજય મેળવ્યો હતો. એમણે પોતે સાઠ દીવાળીના દીવા જોયા હતા અને તેટલા સમયમાં ત્રણ પત્નિનું પતિ-

પદ સ્વીકારી ત્રણ યુવતિઓના જીવનનું કલ્યાણ કર્યું હતું! બેને એમણે કુંકુમ ઉછાળતી સ્વર્ગે મોકલી હતી અને ત્રીજી હમણાં એમનું ગૃહતંત્ર ચલાવતી હતી. એમણે જે જામાત્ર શોધી કાઢયો હતો તે શ્રીમંત હતો. અને "પુત્રી રોટલે રડતી નથી આવવાની" એવા એમની પત્નિના અર્થશાસ્ત્રના અથાગ જ્ઞાનનો ભાસ આપનારા મતપર સમ્પૂર્ણ શ્રદ્ધા રાખી ગૌરીદાનનું પૂણ્ય મેળવવાનો ગોરધનદાસ શેઠે કૃતનિશ્ચય કરી નાખ્યો હતો.

ચમ્પા ગુજરાતી બીજી ચોપડી ભણતી હતી. નિશાળમાંથી છુટયા પછી એ એની માતાને "બસો બાવન વૈષ્ણવની વાર્તા" ની ચોપડી ધીમે ધીમે, જરા મુશ્કેલીથી વાંચી સંભળાવતી. એ જ્યારે ઉપરોક્ત પુસ્તકના પવિત્ર મંત્રો એની માતાના કાનમાં ફુંકતી ત્યારે પરમાર્થને જીવનનો મહામંત્ર માનનારી એની માતા પાડોશની બીજી દસવીસ સ્ત્રીઓનું મંડળ ભેગું કરતી. આ બૈરક પાર્લામેંટમાં પ્રથમ ગામની કન્યાઓ અને કુમારોની વાત થતી. પછી કેટલીક સુધરેલી વા કુંવરેલી સ્ત્રીઓનાં છિદ્રો ઉઘાડાં થતાં. આજે શાનું શાક કર્યું? પાપડ કર્યા? વડીઓ કરવી છે કે નહિ? વગેરે ગમ્ભીર પ્રશ્નો ઉકેલાતા અને તે પછી એક ચિત્તે સઘળી ભક્તાણીઓ ચમ્પાને વૈષ્ણવોના આખ્યાન વાંચવાની આજ્ઞા કરતીઃ કુતુહલ વશ થઇ બાલીશભાવથી નાની ચમ્પા તે વાંચી જતી. તેને પોતાને તો તેમાં કંઇ રસ ન્હોતો પડતો; પણ સાંભળનારી સ્ત્રીઓ વૈષ્ણવને માટે પોતાની પત્નિના સતીત્વનો અમાનુષી ભોગ આપનારા વૈષ્ણવની વાત સાંભળી પરમ પૂનિત વૈષ્ણવ ધર્મના ગીતા કરતાં પણ વધુ પવિત્ર અને વધુ બોધક ધર્મ પુસ્તક બસોબાવન વૈષ્ણવોની વાર્તાપર ફીદાફીદા થઇ જતી

અને જો પરમાત્માની તેમના તુચ્છ જીવનપર કૃપા થાય તો પોતાની દેહ એકાદ ધન્યપળે શ્રી મહા પ્રભુજીની સેવામાં અર્પણ કરી સદેહ સ્વર્ગ પ્રાપ્ત કરવાની ઇચ્છા હૃદયમાં રમતી કરી ઘેર જતી.

ગોવરધન શેઠની ત્રીજી પત્નિ ગંગાના જીવન વિષે પણ થોડુંક કહેવાની જરૂર છે. ગંગાના ગોત્રજને મુળથી વિદ્યાદેવી સાથે બારમો ચન્દ્રમા હોવાથી ન્હાના સરખા મગજમાં મ્હોટાં મ્હોટાં પુસ્તકો ભરી પોતાના કિંમતી મગજને એણે ચીમળી નાંખ્યું ન્હોતું. બાલપણથી એના પિયરમાં કૃષ્ણલીલા જોવાના અનેક પ્રસંગ એને પ્રાપ્ત થયા હતા. મંદિરો અને હવેલીના ઘડીઘડીના દર્શન કરવાની એ રસિયણ હતી. કૃષ્ણ સ્વરૂપ મહારાજો જો પોતાના યોવનને તેમની સેવામાં અંગિકાર કરે તે માટે તે "કુલમંડલી" ની સેવા કરવા માટે તે દરરોજ પ્રાતઃકાલથી મહારાજ મદનેશ્વરજીની હવેલીમાં જઇ બેસતી અને એક દિવસ એક ધન્ય પલે સ્વર્ગમાં જવાનો બીનસરતી પરવાનો એને એના ગુરૂદેવે આપી દીધો તે દિવસથી આ અસાર સંસારપર ગંગાને મોહ રહ્યો ન્હોતો. ગુરૂદેવની અસીમ કૃપા તેનાપર થવાથી તેનો આનન્દ તેના હૃદયમાં સમાવ્યો સમતો ન્હોતો. મહારાજશ્રીનો "સર્વ જગતને શ્રીકૃષ્ણમય જો" એ ઉપદેશ તેને રૂંવે રૂંવે પચી ગયો હતો. હવ તેના પર શ્રી મદનેશ્વરજી મહારાજની કૃપા હોવાથી તે જ્યારે દર્શને જતી ત્યારે તેને પોતાના ચર્ણ સ્પર્શનો લાભ મહારાજ એકાન્તમાં આપતા અને તે જોઇ બીજી કેટલીક વૈષ્ણવીઓ મનમાં ગંગાની ઇર્ષ્યા કરતી; ગંગાપરની ગુરૂદેવની કૃપાને લીધે તેમની બે ચાર વાર ગોરધનદાસને ત્યાં પધરામણી પણ થઇ હતી અને તે દિવસથી ગામમાં ગોરધનદાસની કીર્તિ હતી તે કરતાં બમણી ત્રમણી થઇ ગઇ હતી.

હવે ન્હાની ચમ્પાઃ તેનું વય હમણાં નવ વર્ષનું હતું. બાલાને હજુ જગતના પ્રપંચોનું જરાય ભાન ન્હોતું, તે રમતી–કુદતી ને બાલ્યજીવનનો અણુમોલ લ્હાવો લેવામાંજ મસ્ત હતી. તેની આસપાસનું વાતાવરણ પુષ્ટિમાર્ગિય હોવાથી એને પણ મન્દિરોમાં દર્શન કરવા જવાનો નાદ લાગ્યો હતો. પણ ત્યાં એ મીઠા પ્રસાદની લાલચથીજ જવાને લલચાતી. એ સિવાય ત્યાં જવામાં એનો બીજો હેતુ ન્હોતો. જ્યારે ગંગાપર મહારાજશ્રીની અમી નજર ન્હોતી ત્યારે તે નિઃસંતાન હતી. મદનેશ્વરજીની મીઠી નજરે ગંગા પુત્રીવતી બની હતી એટલે તેથી જ્યારે જ્યારે ગંગા ચમ્પાને જોતી ત્યારે તેને મહારાજશ્રીની અમી દૃષ્ટિમાં દૈવી શક્તિ હોવાની ખાત્રી થતી અને પોતે આ મહાન્ પુનિત્ ધર્મના અનુયાયીને ત્યાં જન્મી તથા ગોરધનદાસ જેવા નિશ્ચલ મહારાજભક્તની પત્નિ બની તે માટે પોતાની દેહને ધન્ય માનતી; હમણાં એની યુવાની ઢળતી હતી, મદનેશ્વરજીની કૃપા એનાપરથી ઓછી થઇ હતી અને એ પોતાના મગજને ઘણીવાર ભયંકર રીતે કસી જોતી છતાં એને ગુરૂદેવની અકૃપાનું કારણ જણાતું નહિ ત્યારે તેની નિરાશાનો પાર રહેતો નહિ.

ન્હાની ચમ્પા કન્યાશાળામાં જતી તે સ્હામે વાંધો લેવાની જરૂર ગંગાએ જોઈ ન્હોતી; કારણ કે મદનેશ્વરજીએ એને ગુરૂમંત્ર આપ્યો હતો કે કોઇ કોઈવાર ધર્મના ગૂઢ તત્વો સ્હમજવા માટે તથા પોતાની શંકાઓ ગુરૂદેવપર સમાધાની માટે મોકલી આપવા માટે લખી વાંચી શકાય તેટલા શિક્ષણની જરૂર છે. પોતાના પૂણ્યકર્મને પ્રતાપે પોતાની બાલકન્યાપર પણ ભવિષ્યમાં મહારાજશ્રીની અમી નજર પડે તો તેના આત્માની મુક્તિ થઇ જાય તે માટે તેણે ચમ્પાને શાળામાં મોકલવા માંડી હતી. ચમ્પાને નવયુગનું ભાન ન્હોતું અને સંસારનું

સ્વપ્ન પણ ન્હોતું આવ્યું. એ ન્હાની ન્હાની બાલાઓ સાથે રમતી–ના- ચતી. કોઇકવાર સખીઓ ભેગી મળી કૂટવાનું શીખતી, ઢીંગલા ઢીંગલી પરણાવતી, ગંગા સાથે દર્શને જતી ને પ્રસાદ આરોગતી. આ ચમ્પાનાં નિત્ય કર્મો હતાં.

ગોરધનદાસને ત્યાં થોડાક દિવસ પહેલાં કેટલાક મહેમાનો આવ્યા. ગોવરધનદાસે તેમનું ભારે સ્વાગત કર્યું, તે દિવસે ઘરમાં કંસા- રને ઘી બધાંએ ઉડાવ્યાં. ચમ્પાને દાગીના મળ્યા. લોકોમાં ગોળ ને ધાણાં વહેંચાવ્યા; તે પછી ધામધુમ વધવા લાગી, સેવ પાપડ થવાં, ગીતો ગવાવાં લાગ્યાં, ચમ્પાને શરીરે પીઠી ચડી, આંગણે માંડવો બંધાયો ને સ્હવાર સ્હાંજ ઢોલ વાગવા લાગ્યાઃ ચમ્પાના કાને એવા શબ્દો અથડાયા હતા કે તેના લગ્ન થાય છે! ભમ્મર દાબી દામીને એણે : લગ્ન એટલે શું તે જાણવાનો પ્રયાસ કર્યો પણ તેમાં સફલ થઇ નહિ.

એક સખીએ કહ્યું,

"હવે તો તું અલી! સાસરે જશે."

"એટલે ?"

"લે. એટલુંયે સ્હમજતી નથી. પેલા રણછોડદાસ હવે તારા વર થશે. તું તેમને ત્યાં રહેવા જશે." અગિયારેક વર્ષની સખીએ ચમ્પાને કહ્યું.

પુનઃ ચમ્પા વિચારમાં પડી, કંઈ નિર્ણયપર આવી શકી નહિ; પણ આ બધી ધાંધલમાં તેને મઝા તો ઘણી પડી. સારા વસ્ત્રાભૂ- ષણોથી તેને શણગારવામાં આવી હતી. સારૂં સારૂં ખાવાનું મળતું હતું. જે સ્ત્રીઓ આવતી તે કંઇને કંઈ મિષ્ટાન લઇનેજ આવતી

ચમ્પાને વડીલ સ્ત્રીઓ આશિષ આપતી અને ગંગાં આગળ રણછોડદાસના મહાન કુળની યશગાથા ગાઈ પાછી જતી. ગોરીદાનનું મહદ્‌પુણ્ય ખાટી જતાં આ દમ્પતિપર રામપુરનાં બધાં વૃદ્ધ દમ્પતિઓને ઇર્ષા આવી.

સન્ધ્યા થઇ. રાત્રી પડી. જગતપર અંધારો પડદો પડ્યો. આખો દિવસ ધમાલમાં ગયો હતો. લોકોની આવજાવ ચાલુજ હતી, ઢોલ ને વાજાં વાગી રહ્યા હતા, આંગણે કિટસન લાઇટ બળતી હતી, આવનારાં સ્ત્રી પુરૂષોના શરીરપર સુન્દર વસ્ત્રાલંકારો હતાં; સર્વના મુખપર હાસ્ય ફરકતાં હતાં. ચમ્પા પણ આનન્દમાં હતી; તેને તેની બાલસખીઓએ તેના વરનું નામ દેવાની ધર્મની આણ છે એ વાતથી પરિચિત કરી દીધી હતી એટલે ભૂલેચુકે પણ એ નામ ન દેવાઇ જાય તે માટે ચમ્પા સાવધ થઇ ગઇ હતી.

અગિયાર વાગે ખાંધે તલવાર લટકાવી, અશ્વપર સ્વારી કરી, હાથમાં શ્રીફળ લઇ, મ્હોંમાં પાનનો ડુચો મારી વરરાજાની પધરામણી થઇ. તેમના શરીરપર સોનેરી જામો હતો. છ આંગળની લાલ કોરનું રેશમી ધોતર શોભી રહ્યું હતું, માથાપર રાજગશી પાઘડીમાં ખોટાં રત્નો ચમકતાં હતાં. એમનાં અસામાન્ય શૌર્યથી પરિપૂર્ણ હૃદયમાં કદાચ પ્રાચીન રજપૂત શુરાતન ભડકો લઇ ઉઠે તો જાનૈયાઓની કતલ કરી નાખે તે માટે દીર્ઘદર્શીઓએ એમની શમશેરને લાલ કપડાંથી ઢાંકી દીધી હતી. એમના ભાગ્યશાળી સાસુજીએ એમને પોંખ્યા ને રાજેશ્રી મંડપમાં બીરાજ્યા. બ્રાહ્મણ ગણાઇ બ્રહ્મતત્વને કલંકિત કરતા, વેદીઆ ઢોરોએ ઘુવડ જેવા અવાજે સાવધાનની નેકી પોકારવાં માંડી. ખોટા ખરા સંસ્કૃત શ્લોકો ઉચ્ચાર્યા. કન્યાને ગંગાનો ભાઇ હસતે મ્હોડે મંડપમાં લાવ્યો. નાની ચમ્પાનું મ્હોં ઘુંઘટાથી

ઢાંકેલું હતું. વરરાજાની પીસ્તાળીશ વર્ષની ઝાંખી આંખોએ અંતરપટ ચીરી સ્હામે બેઠેલાં પોતાના ગૃહરાજ્ઞીને જોવાનો ભગીરથ પ્રયત્ન કર્યો પણ તેમાં તેમને વિજય મળ્યો નહિ.

સપ્તપદીના મંત્રો ભણાયા. મનુ મહારાજની, હિન્દુશાસ્ત્રની અને હિન્દુ ધર્મની મશ્કરી કરનારો ફારસ ભજવાયો. એક પીસ્તાળીશ વર્ષના પુરૂષને નવ વર્ષની બાલા તેના માતા પિતાએ રાજી ખુશીથી સોંપી, લોકોએ આ લગ્નમાં ભાગ લીધો અને આ વિધિને લગ્ન વિધિ કહી. વસ્તુતઃ તે એક હોમ હતો અને તેની વેદી પર એક નાદાન બાલા હોમાઈ હતી. તેને લગ્નના લ્હાવાને નામે તેના માબાપે વૈધવ્યના કુવામાં ધકેલી લઇ દઇ તેનું ખુન કર્યું હતું અને એક જીવનને કરમાવી નાખવાના ખુની કૃત્યમાં ભાગ લઇ સમાજ એ ભયંકર ગુન્હામાં ભાગીદાર બની હતી. લગ્નના આનંદમાં જે વાજાં વાગતા હતાં તેના સુરના ઉંડાણમા એક અનાથ વિધવાનું કરૂણ રૂદન હતું તે સમાજના બ્હેરા કાનોએ સંભળાતું નહોતું. કિટશન લાનટના પ્રકાશમાં એક ઉગતી જીંદગીનો અંધકાર હતો તે અંધકાર સમાજ જોઇ શકતી નહોતી.

ન્હાની ચમ્પા રણછોડદાસની પત્નિ બની ઘેર આવી.

સાસરામાં થોડાક દહાડા રહી પુનઃ ચમ્પા રામપુર ગઈ. પાછી તે નિશાળે જવા લાગી. અને જોતજોતામાં પાંચ વર્ષ વહી ગયા. એ અરસામાં ચમ્પા પાંચ છ વાર સાસરે જઇ આવી હતી અને બાળપણથી જ ડાહી–ગંભીર પ્રૌઢ થઇ ગઈ હતી. એના બાળપણના બાલીશ ભાવો, એની બાલ્ય મસ્તી, એના બાળ હૃદયના ઉછાળા, એની રમતગમત, એ બધું એના લગ્ને છીનવી લીધું હતું. સાસરામાં તો એ રમી શકતીજ નહિ, પિયરમાં આવતી ત્યારે પણ સ્વછંદી બાલીશતાથી, એના લગન થયા પછી, એ કદાપી પણ કુદી ન્હોતી. બચપણથી એના કાનોમાં ઝેર રેડાયું હતું. એ કોઈ દસ બાર વર્ષના છોકરા સાથે

વાતો કરતી તો ગંગા એને મારતી. બાળા સમજતી નહિ છતાં એટલું તો એને ભાન થતું કે પુરૂષ વર્ગથી તેને દુર રાખવાનો તેની માતાનો હેતુ છે. આમ હિંદુ સમાજમાં બાળપણથી વિકારના પાઠ માબાપો તરફથી શીખવાય છે અને તેના ભયંકર પરિણામ આવે ત્યારે હિંદુસ્તાનની ગરમ હવાને શાપ દેવાય છે. વાતાવરણમાં નિર્મલતા અને નિર્દોષતા હોય તેને વેડફી નાખી તેમાં વિષમતા ભરી પવિત્રતાની આશા રાખનારાં ગંગા અને ગોરધનદાસ જેવા લાખો નરનારી હિંદુસ્તાનની હવાને ઝેરી બનાવવાનો ધંધો લઇ બેઠાં છે, તેમને ચાબુકે ચાબુકે ફટકાવવા માટે જનરલ ડાયરના સૈનિકોને સોંપી દેવામાં આવે તો તેમાં પાપ ખરૂં ?

* * * * * *

ચમ્પા હવે મ્હોટી થઇ હતી. તેણે ચૌદમાં વરસમાં પગ મુકયો હતો. તે તો લગ્ન થયા ત્યારની જ શરમાળ અને ગમ્ભીર બની ગઇ હતી. એટલે મુગ્ધાવસ્થાથી તે વિશેષ ગમ્ભીર બની. મુગ્ધામાં જે રમણીય લજ્જા, ચિત્ત, ચોરસ્મિત અને ધડકતા હૃદયમાં છુપાયલી મીઠી ઉર્મીઓ હોવાં જોઇએ તેમાંનું કાંઈ પણ ચમ્પામાં ન્હોતું. પતિદેવને મળવા માટે હૃદયમાં જે તનમનાટ અને થનથનાટ હોવો જોઇએ તેય નહોતો. હજુ એનામાં એ વાસનાનોજ જન્મ થયો ન્હોતો છતાં પણ મુગ્ધા રણછોડદાસનું નામ બોલતાં શરમાતી. આવી લજ્જાની રક્તિમા તેના ગાલપર કુદરતી આવતી નહોતી. પણ બળાત્કારે તેને શરમાવાની ટેવ પાડવામાં આવી હતી અને ચમ્પા એ ટેવમાં ટેવાઇ ગઇ હતી.

એને સાસરાનું નિમંત્રણ થયું ને સાસરે ગઈ. જીવનમાં પ્રવેશ કરતી વખતે જે આનંદ, જે થનથનાટ, જે ઉમળકો, જે ઉત્સાહ, અને જે

રમણિય ઉલ્લાસ હોવાં જોઇએ તેમાનું અહિં કાંઇ નહોતું. મુગ્ધા પારધીની જાળમાં સપડાયલી રંક હરિણી જેવી ગરીબ લાગતી હતી. રણછોડદાસને જોતાં હૃદયમાં પતિમુખ દર્શને જે તરંગો ઉછળવા જોઇએ તે ઉછળતા નહોતાં. એ પરણી નહોતી, પણ એને જબરજસ્તીથી એક પુરૂષની પત્નિ બનાવવામાં આવી હતી. એ પ્રેમથી આકર્ષાઇ પતિગૃહે આવી ન્હોતી, પણ એક કામીએ એને પોતાના વિકારની તૃપ્તિ અર્થે લગ્નને નામે, અને સમાજના રિવાજને નામે, તેના માબાપ પાસેથી ખરીદી હતી. આ કારણથી તેના હૃદયમાં આજે પ્રેમ પણ ન્હોતો અને મસ્તી પણ ન્હોતી.

*　　*　　*　　*　　*　　*

રાત્રિ પડી. રણછોડદાસના આનંદનો આજે પાર ન્હોતો. ચમ્પાને તેની નણંદ તેના ઓરડામાં મુકી ગઈ. થોડીવાર પછી ત્યાં રણછોડદાસ હસતે મ્હોડે દાખલ થયો. ચમ્પા બ્હીધેલી હરિણી પેઠે ધ્રુજી ગઇ. તેના પતિએ તેનો હાથ પકડતાં તે ભયગ્રસ્ત બાલક પેઠે કમ્પી. તે રોઇ પડી.

"તું રૂએ છે શા માટે ?"

"તમે અહિં આવ્યા છો તેથી." બ્હીતી બ્હીતી રડતી રડતી ધડકતી છાતીએ ચમ્પા બોલી.

"શું મારી તને બ્હીક લાગે છે ?"

"હા."

"શા માટે ?"

"તે તો હું નથી જાણતી. પણ તમે અહિંથી ચાલ્યા જાઓ. હું તમને પગે પડું છું."

ચમ્પાની આંખોમાંથી દડદડ આંસુ સર્યા જતાં હતાં.

" તું તો ગાંડી છે. તને દાગીના જોઇએ છે? સાડી જોઇએ છે? નવાં પોલકાં કરાવી આપું?" રણછોડદાસે વ્યવહારનીપુણતાનો ખજાનો ખાલી કરવા માંડયો.

" ના, બાપુ, ના, મારે કાંઇ જોઇતું નથી. તમે અહિંથી ભગવાનને ખાતર ચાલ્યા જાવ."

" લે! તુ મારી બૈરી છે. હુ કાંઇ પારકો છું એમ? ગાંડી!" કહી તેણે પુનઃ ચમ્પાનો હાથ પકડયો.

કોમળ વેલી પવનના સુસવાટાથી ધ્રુજે તેમ ચમ્પા ધ્રુજતી હતી, તેની આંખોમાંથી જોસથી અશ્રુધારા વહેતી હતી. તેની છાતી ધડક ધડક થતી હતી. આંખોએ અંધારાં આવતાં હતાં. તે એમ સમજતી હતી કે તે કાળની સામે ઉભી હતી. તેને એમ લાગતું હતું કે મૃત્યુ તેની નજીક આવતું હતું.

" આવ, પલંગપર બેસ." કહી રણછોડદાસ પલંગપર બેઠો.

" ના."

" તું તે કઈ જાતની છોકરી છે?" કહી રણછોડદાસે જોસથી તેનો હાથ પકડી તેને પોતાની પાસે ખેંચી તેને ચુમ્બન કરવાનો બળાત્કારે પ્રયાસ કર્યો.

" ઓ...હ—ખસો—મને છોડો" ભયાનક સ્વરે ચમ્પા બરાડી.

" પણ મ્હારા બુલબુલ! તું ગાંડી થઇ છે કે તને થયું છે શું? હુ કાંઈ વાઘબાગ છું કે ત્હારો દુશ્મન છું! શા માટે તું મને ધિક્કારે છે? હું ત્હારો પતિ થાઉં—"

" પતિ? તમે મ્હારા? નહિ" દૃઢ સ્વરે મુગ્ધા બોલી. તેની આંખોમાંથી અગ્નિ ખરવા લાગ્યો. રણછોડદાસ તો એક પલ અવાક જેવોજ તેના તરફ જોઇ રહ્યો.

" હું ત્હારો પતિ નહિ ? " આશ્ચર્યયુક્ત સ્વરે તે બોલ્યો.

" નહિ. પતિને જોતાં હૃદયકમલ હર્ષથી પુલકિત થવું જોઇએ. જીવન સરિતામાં આનંદના તરંગ ઉત્પન્ન થવાં જોઇએ. નેત્રો પ્રિયતમ દર્શને નાચી રહેવાં જોઇએ અને પતિમુખ દર્શન વિના પત્નિને જગત ખારૂં અને અંધારૂં લાગવું જોઇએ. તમને જોઈ મને આ માંહેની કોઈ પણ લાગણી થતી નથી "

આ ગંભીર ફીલસુફી સાંભળી રણછોડદાસને એક વાર તો નીચું જોવું પડયું પણ તેનામાંય શ્રીમંતાઇનું અને પુરૂષપણાનું અભિમાન હતું. બૈરીથી બ્હી જવું એ બાયલાઓનું કામ છે. તેને તો બુંધાથી ઠેકાણે લાવવી જોઇએ એવો તેનો પ્રમાણીક મત હતો.

" એમ જો એ ! હજાર માણસોની મેદનીમાં ત્હારા મા બાપ પાસેથી હું તને લઈ આવ્યો છું, સમજી ? તારી વિદ્વતા મારી પાસે નથી ચાલવાની. અહિં આવ ગૂપચૂપ. "

" તમને મારા માબાપોએ મારી સોંપણ કરી છે. સમાજે તેમાં સમ્મતિ આપી હતી; પણ મને કોઇ પૂછવા આવ્યું હતું ? " ચમ્પા બોલી.

" ન આવ્યું તો ભોગ તારા ! તેમાં મ્હને શું કહે છે ? "

" તમે એમ સ્હમજો છો કે તમે મ્હારા શરીરને સ્પર્શી શકશો ? ખાંડ ખાવ ખાંડ ! શરીરભૂખ્યા તમારા આત્માને તૃપ્ત કરવા પહેલાં હું પ્રભુને શરણે ચાલી જઇશ. "

" એટલે ? "

" એટલે એમ કે જે અંધ માન્યતાથી સમાજે મને તમારી પત્નિ માની લીધી છે તેનો હું સ્વીકાર કરતી નથી. તમે મારા પતિ નહિ. બાપ સમાન છો. "

"હવે બેસ બેસ બટકબોલી! ન્હાને મ્હોંડે મ્હોટી વાત કરે છે?...અહિં આવ..." ભયંકરતા તેના સ્વરમાં આવી.

ચમ્પા સાવધ થઇ ઉભી હતી. તેને પરિણામની દરકાર ન્હોતી. તેનામાં વીરાંગનાનું વીરત્વ સ્ફુર્યું હતું અને મોતની બ્હીક દીલમાંથી ન્હાસી ગઈ હતી. રણછોડદાસ તેની પાસે જઇ તેનો હાથ પકડી પલંગ પર લઇ જવા માગતો હતો. તે બે ચાર ડગલાં આગળ ગયો.

"ખબરદાર! મને સ્પર્શવાનો તમને અધિકાર નથી. ઇશ્વરની આણ છે, જો મારા કૌમાર્યવ્રતનો ભંગ કરો તો—ચમ્પાના સ્વરમાં ભીષણતા આવી. તેની આંખોમાંથી ચીણગારી નીકળતી હતી.

"અરે રાંડ! બલા! તું કુમારી કયે દહાડાની? તું ધર્મવીધિથી મારી પત્નિ છે."

"તમારી અને તમારી સમાજની આંધળી અને પાપી માન્યતા પ્રમાણે: પ્રભુના આદેશથી નહિ."

"પ્રભુના આદેશ ત્હારા બાપને સંભળાવજે." કહી કામી નિર્દોષ કુસુમકલિને કચરી નાખવા ઉધૃકત થયો. તેણે તેનો હાથ જોસથી પકડયો અને તેને પોતા તરફ ખેંચી ચમ્પાએ ભયંકર તડફડાટ કરી મુકયો. પારધીની જાળમાં પક્ષી જેમ તરફડે તેમ તે તરફડી. તે ચીચીયારી પર ચીચીયારી પાડવા લાગી.

"અહા! ઇશ્વર! મને બચાવ.........છોડો, છોડો, દયા કરો! મારૂં ખુન ન કરો—લોહીતરસ્યા રાક્ષસ! મારો જીવ ન લે—"

તે અસ્પષ્ટ સ્વરે તરફડતી તરફડતી મહા કષ્ટે, અશ્રુધારા રેડતી આટલા શબ્દો બોલી. તેની ચીસથી ઘરનાં બે ચાર માણસો પણ દોડી આવ્યાં ને બારણાની સાંકળ ખખડાવવા લાગ્યા પણ આ બાજુ રણછોડદાસ જંગે ચઢ્યો હતો. તેણે મહા મહેનતે ચમ્પાના બન્ને હાથ પકડયા હતા અને તેના પવિત્ર અધરપરનો અણચાખ્યો અમીરસ ચાખવાને તે ઉન્મત્ત થઈ ગયો હતો.

"દુર મરને રાક્ષસ ! " ભગ્ન હૃદયે બાલાએ કામીના હાથમાંથી છૂટવા એક છેલ્લો પણ અતિ ભયંકર પ્રયત્ન કર્યો. રણછોડદાસના હાથમાંથી તે છૂટી. કામી પુનઃ તેને પકડવા જતો હતો પણ તેજ પળે ચમ્પા તે અણખીલી કલિ—તે મધુર, પવિત્ર, નિર્દોષ આશાભરી બાલિકા જમીનપર તૂટી પડી.

તે મનોહર બુલબુલ સ્વર્ગના બગીચામાં પોતાના મનમાન્યા સાથી સાથે મંજુલ ગાન ગાવા પાપી જગત્માંથી ઉડી ગયું !

( અલ્પ સમયમાં પ્રેમરસની છલકાતી "કામણગારી કાન્તા" પ્રગટ થશે. )

# દિવાનાની પ્રેમધૂન.

—:૦:—

અયે દિલદાર! મતવાલી! દિવાનો આ ઝુરે છે રે!
ઝુરે છે રે! મરે છે રે! ખબર તુજ યારની કૈં લે!
મધુરા ઓષ્ઠનાં ચુમ્બન દઇને જાદુ ત્હેં કીધું;
હૃદય મ્હારૂં લઇ લીધું, હવે ઝાલિમ! ખબર તો લે!
નયન નરગિસ સમ ત્હારાં નચાવે છે મ્હને વ્હાલી!
હરી છે શાન્તિ ત્હેં પ્યારી! ખબર દિલદારની કૈં લે!
ન થા મગરૂર દિલજાના! ન જોબન ચીરકાલીન્ છે!
ખીલ્યું તે હા-ખરી જાશે-સખી! તેથી ખબર તુ લે!
દિવાનો પ્રેમી હું ત્હારો ન પરવા હુસ્નની મુજને;
ફક્ત યાચ્યું હૃદય ત્હારૂં, અયે વ્હાલી! ખબર કૈં લે.
ન પરવા રાજગાદીની, ન પરવા શાહેનશાહતની;
મધુરાં ચુમ્બનોની લ્હાણુ વ્હાલી! દે અને લે, લે!
ઘડીભર ચાંદની પેઠે વહી આ ઝિંદગી જાશે;
દિવાનો આ મરી જાશે, મરણુ પહેલાં ખબર લે લે!
સખી! તુજ શ્યામ ઝુલ્ફોની લટો સાથે રમત રમવા;
દઉં સહુ તખ્ત દુનિમાના, સનમ! વ્હાલી! ખબર લે લે!
દુનિયાના જૂઠા રિવાજ ને સત્તા તણી ના છે—
સખી! પરવા મ્હને કાંઇ, અલી! નયનાં મીલાવી લે.
મીલાવી લે નજર ત્હારી-ઊરે ઉર દાબી લે વ્હાલી!
અધરરસ પાઈ ને પી લે-જીવનનો સાર એ વ્હાલો!

—•—

# વહાલી સનમને.



જીગરને બાળનારી તું, હૃદયને કાપનારી તું;
કુંળાં દિલ ચીરનારી તું, છતાં આશક હમે ત્હારા.
લીધો પરવાનો મોહબતનો,શીશો ઢાળ્યો શરાબીનો,
અહા ! ઉપકાર સાકીનો, દિવાનો એ નીશો ત્હારો;
પીધી પ્યાલી શરાબે ઇશ્કની દિલદાર ! મેં વ્હાલે;
નીશાથી ભાન ભુલ્યો હું હવે મમ નાવ તુજ હાથે;
ડુબાડે કે બચાવે તું, જીવાડે કે રિબાવે તું;
હમારૂં નાવ ભરદરિયે, સુકાની પ્રાણુ પ્યારી ! તુ.
ફના આ ઝિન્દગી થાશે, નહિ પરવા મને તેની,
અને દોલત બધી દુનીયા તણી પણુ ના ગમે વ્હાલી
ગુલાબી ગાલ ત્હારા વ્હાલથી તું ચૂમવા દેની.
અને તુજ ઓષ્ટનાં અમૃતબિંદુ પા મને વ્હાલી !
ન પરવા રાજગાદીની–ન પરવા શહેનશાહવની;
મળે જો વ્હાલીની યારી, અમારા બહેસ્તની રાણી.
સનમ ! તુજ ગોદમાં બેસી કરૂં કંઇ ગોઠડી છાની.
જીવન સાફલ્ય એ મારૂં–અમારૂં સ્વર્ગ એ વ્હાલી !



વેપારી ભાઇઓને અમૂલ્ય તક.

## તમારે હજારો રૂપિયા કમાવા છે?

## હા-તો.

## તમારી જાહેર ખબર અમારી પાસે લખાવો.

## ભાષા રસીલી અને મનોમુગ્ધ.

અસરકારક ભાષા વિના તમે હજારો રૂપિયા જાહેર ખબરમાં ખરચી નાખો તો પણ તેની સારી અસર થતી નથી, માટે જો તમારે તમારા ધંધાની જાહેર ખબર રસભરી ભાષામાં લખાવવી હોય તો તુરત અમને મળો, અથવા લખો. કયા પેપરોમાં જાહેર ખબર આપવી તથા કેવી રીતે આપવી તેની સલાહ પણ અમે આપીશું.

ઠેકાણું નોંધી રાખો.

સેવા સમિતી પુસ્તકાલય.

૧૫૭-૫૯, ગુલાલવાડી, મુંબઈ, નં. ૪.

અમદાવાદ ઢાલગરવાડમાં શ્રી અંબિકાવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં પટેલ લક્ષ્મીચંદ હીરાચંદે છાપ્યું, અને ઠા. નારાયણજી ગોકળદાસ ડોસાણીએ મુંબાઇ, ગુલાલવાડી મધ્યે વીરજી શામજી તીજોરીવાળાના ઘરના પહેલે માળેથી સેવાસમિતી પુસ્તકાલય માટે પ્રસિદ્ધ કર્યું.

# સમાજ જીવન.

સાંસારિક, ધાર્મિક, આર્થિક
અને નૈતિક પ્રશ્નો સ્વતંત્ર
અને રસ ભરી રીતે ચર્ચતું
ગુજરાતનું એકલું સામાજિક
માસિક.

સુપ્રસિદ્ધ નવલકથાકારની
ચાલુ વારતાઓ, હૃદયંગમ
કાવ્યો, નેત્રરંજન ચિત્રો,
અને ભવ્ય ભાવનાપૂર્ણ
લેખોથી ભરપૂર દર મહીને
તમારા ટેબલપર આવી
પડશે.

વિદ્વાન બહેનોની કલમથી
લખાયલા સ્ત્રી ઉપયોગી
લેખો પણ પ્રગટ થાય છે.

**વાર્ષિક લવાજમ ફક્ત રૂપિયા ચાર.**

સત્વર લખોઃ—

વ્યવસ્થાપક,

**સમાજ જીવન.**

૧૫૭-૫૯ ગુલાલવાડી, મુંબઇ, નં. ૪